ॐ नमः वीत रागाय

# જ્ઞાનસુંદર મુખચપેટીકા

અને

# ઉન્માર્ગપોષક જૈન તંત્રીને હિતશિક્ષા.

યોજી છપાવી પ્રસિદ્ધ કરનાર.

કેશવલાલ ડી. શાહ.

મુ અમદાવાદ.

સં. ૧૯૭૬ પ્રત ૨૦૦૦ સને ૧૯૨૦

આવૃત્તિ ૧ લી.

શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા સાંકળચંદ હરીલાલે
છાપ્યું. ઠે. પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.

ભેટ.

સારા સારરૂપે મનાતા આ સંસારમાં અનાદિ કાળથી ચાલી આવતી પ્રવૃતિ નિવૃતિની સાધક આ સૃષ્ટિમાં નુતન નુતન વિચારોવાળી, ભિન્ન ભિન્ન આચારોવાળી જુદા જુદા સંપ્રદાયોવાળી તરેહ તરેહના તરંગો ઉત્પન્ન કરવા વાળી જાતજાતની જાતિ સંજ્ઞાઓ સૂચવવા વાળી માનવ વ્યક્તિઓ આપણુને માલૂમ પડી આવે છે—દૃષ્ટિ ગોચર થાય છે ઉપરોક્ત વ્યક્તિઓ માટે પ્રાચીન મહર્ષિઓ—શાસ્ત્રવેત્તાઓ આધુનિક તત્વવેત્તાઓ યા સાક્ષરો સૌ સૌની આત્મશક્તિ દ્વારા—પોતપોતાની માન્યતાદ્વારા ભિન્ન ભિન્ન અભિપ્રાયો યા ભિન્ન ભિન્ન મતો આપે છે, વસ્તુ, વૃત્તિ અને શક્તિનુ અવલોકન કરતાં આપણુને પણુ ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ એમ ત્રણુ પ્રકારે વ્યક્તિઓ માલૂમ પડી આવે છે. ઉત્તમ પ્રકારની વ્યક્તિઓ સરાસારની શોધક સત્ અસત્‌ને જાણુવા વાળી—તત્વા તત્વને બતાવવાવાળી અને નીતિના સત્પંથને પ્રાણુાંતે પણુ સ્થાન આપવા વાળી હોય છે. મધ્યમ પ્રકારની વ્યક્તિઓ વસ્તુ સ્વરૂપનું ભાન કરવા વાળી બાહ્ય અભ્યંતર વિચારોને આચારમાં મૂકવા વાળી હોય છે પણુ વિઘ્ન સંતોષી હોતી નથી અને કનિષ્ટ વ્યક્તિઓ મૂર્ખતાના માર્ગનુ રક્ષણુ કરનારી ધર્માધર્મને નહિ જાણુવા વાળી ખોટી પાંડિત્યતાને પોષવાવાળી સત્પુરૂષોના પવિત્ર વિચાર સાગરમાં પથ્થરો ફેંકવાવાળી હોય છે.

આજકાલ સમ્યગ્ જ્ઞાનના અભાવે સ્વચ્છંદ વિચારો વાળા કેટલાક અધમાધમ આત્માઓ સમાજમાં શત્રુવત્ ત્રાસ આપી ધર્મને અધમ પંક્તિએ લઇ જવા લલચાય છે યા દુષ્ટ વિચારાયુધ ધરી ભોળા જનોને ભરમાવવા સાથે મહાવીર માર્ગનું ઉન્મૂલન કરવા અધમ પ્રયત્નો આદરી રહ્યા છે. ગાઢ અંધકારના પ્રદેશમાં ભટકતા તીવ્ર અજ્ઞાનતાના શિખરે ચડેલા યા પાપમય આંદોલનોને પ્રગટાવવા વાળા આ માનવ ખરો પોતાના ઉત્તમ મનુષ્ય જન્મનો ખ્યાલ નહિ કરતાં દુષ્ટાશયોને સમર્થન કરવામાંજ હિત સમજે છે. તર્ક શક્તિને તીલાંજલી આપનાર–વિચાર બુદ્ધિનો વિનાશ કરનાર સત્યતાને વેચી મારનાર–દૃષ્ટિ મર્યાદાનો દેશનિકાલ કરનાર યા શાસ્ત્રશૈલિને ઊંડા કુવામાં ઉતારનાર આ હીનભાગીઓ કેવળ ધર્મના નાશક બની સમાજમાં સડો ઘાલી બેઠા છે–જેમાંના એક સ્થાનકવાસી માર્ગમાંથી નાસી આવેલા ઉદ્ભટ વેષધારી જ્ઞાનસુંદરે પણ આધુનિક સર્વ મહાત્માઓના ચરિત્રોમાં કેવળ દુર્બુદ્ધિથી, અજ્ઞાનતાથી, દોષ દૃષ્ટિથી દૃષ્ટિ અંધતાથી ઘણાજ અનર્થકારક હડહડતા જૂઠા આક્ષેપો મૂકી જૈનાભાસ જૈન પત્ર અધિપતિ દ્વારા પુસ્તકો વહેંચાવી પોતાના દુષ્ટાશયો બહાર મૂકી સમાજની પવિત્ર અને દિવ્ય દૃષ્ટિ ઉપર શાહી ચોપડવાનું કાર્ય કર્યું છે–તેમના ક્રુર હસ્તે લખેલ આ કાળાં કૃત્યોનાં

સીમંધર પરમાત્માને વીનંતિ રૂપે કાગળ હુંડી, પેંઠ, પર પેંઠ અને મેઝર નામો આદિ નામ રાખેલાં છે જેની અંદર સુવિહિત અધિકાર ચૈત્યવાસી અધિકાર આચાર્ય અધિકાર ગણી અધિકાર યોગવહન અધિકાર ઉપધાન અધિકાર દીક્ષા અધિકાર આહાર અધિકાર પાસત્થા અધિકાર શ્રાવક અધિકાર તીર્થયાત્રા અધિકાર જ્ઞાનાભ્યાસ અધિકાર વ્યાખ્યાન અધિકાર તપઅધિકાર ઓપરિચયનિષેધઅધિકાર એકલવિહારઅધિકાર ગચ્છઅધિકાર જ્યોતિષ નિમિત્ત અધિકાર વિહારઅધિકાર વસ્ત્રપાત્રઅધિકાર રાત્રિભોજન અધિકાર સાવદ્યનિરવદ્યઅધિકાર આદિ વિષયો રાખી મહાવીર માર્ગના આધુનિક સર્વ મહાત્માઓની નિંદાઓ કરવાનોજ વર્ષાદ વરસાવ્યો છે. કેવળ દ્વેષભાવે મા પૂર્વભવનું કોઇ વૈર આ ભવમાં લેવા માગતા હોય નહિં ? એવા દુષ્ટ આશયથી તેમના કોતિલ કલેજાએ અધમાધમ હિંમત ચલાવીને શાસન હિત નહિ પણ સાસન ધ્વંસ કરવા નિમિત્તેજ દુષ્ટ વિચારો દર્શાવ્યા છે. સમાજમાં પ્રગટ કર્યા છે. હું કઇ સ્થિતિએ છું કઇ યોગ્યતાએ છું. કઇ સમર્થ શક્તિ પ્રાપ્ત કરી લખું છું તેનો લેશ માત્ર તેમણે વિચાર કર્યો હોય તેમ અમને લાગતું નથી. કર્માધિનતાએ છદ્મસ્થ આત્મા ભુલ કરે તેથી આખી આલમ પાપ પ્રવૃત્તિ વાળી છે એવું તો જેનું અધમ વર્તન હોય તેજ લખે સિ-

વાય અન્ય આત્માની આવી હિંમત ચાલે નહિ. યા લ-
ખવા ઇચ્છા થાય નહિ.

મહાવીર પ્રભુના પવિત્ર વચનાનુસાર આપણું સુકાનં આવા પવિત્ર સુકાનીઓનાજ હાથમાં છે. આ લોકથી તારી પરલોકે લઇ જનાર અજરામર સુખ પ્રાપ્ત કરાવનાર આવી ઉત્તમ સંત વૃત્તિઓને એક અધમ, ક્ષુલ્લક, અજ્ઞાની, પામર વૃત્તિએ અધમતા દર્શાવવા પ્રયત્ન કરી જૈનસમાજના દિલ દુખાવ્યાં, બાળ્યાં–સળગાવ્યાં ત્રાસ ત્રાસ ફેલાવી દીધો. જેથી પ્રત્યુત્તર આવા અધમોને આપવોજ જોઇએ એવી અમારી શાસન ઉન્નતિરૂપ અભિલાષા થવાથી જ્ઞાનસુંદર મુખચપેટીકા નામનું પુસ્તક પ્રગટ કર્યું. આ પુસ્તકમાં તેમના દુષ્ટ વિચારોનું ખંડન શાસ્ત્રાધારે યુક્તિસર કરવામાં આવેલું છે. તે વાંચકોને જ્ઞાન દૃષ્ટિ પૂર્વક જોવાથી જણાઇ આવશે. તેમના અધમ આશયો કોઇ મંદમતિ યા સાધારણ વ્યક્તિના દિલમાં વિષમય અસર નકરે ગુરૂઓ પર અશ્રદ્ધા ન લાવે. મહાવીરે ભગવાનના પવિત્ર વચનોને માન્ય કરે. એ હેતુથી સમાજહિતની આશાએ સમાજ સેવા નિમિત્તે સમાજ શાંતિ નિમિત્તે અને આવા સ્વચ્છંદી વિચારકોના દુષ્ટ વિચારોનો ધ્વંસ કરવા નિમિત્તે આ પુસ્તક અમે સંઘ સેવામાં મૂક્યું છે. તેનો ધર્મબુદ્ધિથી સ્વીકાર કરી સત્યાસત્યને જ્ઞાન ચક્ષુએ નિહાળી અશુભ વિચાર-

કોના વિષમય સંગથી દૂર રહેશો. અટકશો તો આ સેવકની સંઘ સેવા કાંઈક સાફલ્યતા થઈ છે. એવું મનાશે.

તા. ક. જ્ઞાનસુંદરના અજ્ઞાની આત્મામાંથી પ્રગટ થયેલા પુસ્તકને વહેંચવામાં જૈનપત્રના અધિપતિએ જે હિંમત ધરાવી છે તે અમને ઘણી આશ્ચર્યજનક લાગે છે. ગુજરાતી આદિ અન્ય પત્રકારો કે જે આખી આલમના બંધુરૂપે બની પોતાની કર્તવ્ય પરાયણતા બજાવી રહ્યા છે. તેઓ પણ આવા ધર્મ ઉન્મૂલન વિષયોને હાથમાં લેવા તો શું પણ હૃદયમાં સ્થાપવા સ્વપ્ને પણ ખ્યાલ નહિ કરે તેને જૈન નામ ધરાવી અધિપતિનું સ્થાન મેળવી ફરજોને ભૂલી જઈ અધર્મનું પોષણ કરે, અવલંબન આપે સહાયકાર થાય. તે કેટલી બધી ખેદજનક વાત છે. ? સ્વાર્થાંધતામાં લુબ્ધ થઈ આ અધમ પક્ષને પોષવામાં અધિપતિજી પ્રવૃત્ત થયા હશે કે આધુનિક માહાત્માઓના માહાત્મ્યથી તેમના શરીરમાંનું હૃદય ભ્રષ્ટ થયું હશે કે શું હશે. તે જ્ઞાની જાણે તો પણ તેમનું પત્ર થોડા સમયથી કેવળ મુનિ નિંદાઓનાજ લેખો લખી આપણને એટલો તો ખ્યાલ કરાવે છે કે આ સાઈબંધ પણ સ્વચ્છંદ વ્યક્તિઓમાં ભાગ લેવા ભળ્યા છે. સાથે પોષણ આપવા પ્રયત્ન આદરી રહ્યા છે. જૈનપત્ર એટલે શું અને તેમાં કેવા કેવા વિષયો ચર્ચાય તેનો લેશ માત્ર ખ્યાલ અધિપતિજીને હોય તેમ અમને

લાગતું નથી. અનેક સ્થળે વાસ કરનાર શ્રદ્ધાવાન્ શ્રાવકો જૈન પત્રકારના આ જુલમથી ત્રાસ ત્રાસ પામી રહ્યા છે એમ તેઓના શુભોદ્ગારો દ્વારા આપણે જાણીએ છીએ. આવીને આવી પ્રવૃત્તિ રાખી સંઘ સેવા બજાવવાનું બ્હાનું કાઢી સ્વાર્થોંધતાને પોષવામાં અધિપતિજી આલ્હાદ અનુભવતા હોય તો તે ક્ષુલ્લક તુચ્છ યા ક્ષણિક છે. એવું સમય બદલાતાં તેઓ સમજી શકશે અધમ પક્ષનો જય પંચમ કાળમાં તો શું પણ કોઇ કાળમાં થયો નથી થવાનો નથી. અને થશે પણ નહિ. એ ચોક્કસ જાણવું—જેના વડે સમાજને તરવું છે તે મહંત પુરૂષોનો લોપ કરવાનું તમારી દૃષ્ટિ અંધતા સ્વીકારે એ કદાગ્રહ કેવળ અજ્ઞાનતા—યા—મિથ્યાભિમાન વૃત્તિએ તમે કહી શકો યા લખી શકો. યા અનુમોદન આપી શકો ભલે ભાઈ તમે તેમ કરો. સમાજ હાલ ઉંઘે છે. જાગૃત નથી. જો કદાચ જાગૃત હોત તો તમારો આશય કેવા પરિણામને પામ્યો હોત તે તમને તરત માલુમ પડી આવત. મિથ્યાભિમાનમાં જૈન ધર્મને અવનતિ પંથે લઇ જનાર ધર્મદ્વેષીઓના દુર્ધ્વનીથી હૃદયમાં રગે રગે વ્યાપેલા વિષમાં તમને સત્ય અવલંબન કરવું ગમતું નથી. પણ યાદ રાખશો કે સ્વાર્થોંધતાને છેદવામાં અધર્મ માર્ગને અટકાવવામાં શાસન સુકાનીઓનું રક્ષણ કરવામાં વીરપ્રભુના પવિત્ર માર્ગોને પોષવામાં ધર્મ મૂશળ આખી આલમમાં

અજ્ઞાન તિમિર હણવા સમર્થ છે. છેવટમાં કુદરતની કોઇ મહાન્ શક્તિ તમારા અસદ્ વિચારોનો લોપ કરી તમને ઉચ્ચ વિચારો તરફ લઇ જાઓ એવા શુભ આશીર્વચનો તેમના તરફથી વર્ષાવી. શાસન શાંતિ ચાહી વિરમવું પડેછે.

## આત્મોન્નતિની દિશા.

( મારી નાડ તમારે હાથે હરિ સંભાળજોરે. એ રાગ. )

સંતો મોક્ષ નગરમાં મહાવીર સંગે મ્હાલશું રે,
ભાન ભુલી તન મનનું ભગવત ભાવે ભાળશું રે. સંતો.
બાજીગરની બાજી જેવી સ્વાર્થરૂપ આ દુનિયા તેવી,
એવું જાણી ઇશ્વર પંથે ચાલશું રે. સંતો ૧
ભગિનિ ભ્રાતા દુહિતા દારા, સગા સનેહી સ્વાર્થના ભારા;
વ્હાલા એવા વીરમાં વૃત્તિ વાળશું રે. સંતો. ૨
ધામ ધરા ધન મૂકી જાવું, ખોટા સુખમાં શું લલચાવું;
ગીરૂઆ ગુણ ગાવામાં, અવસર ગાળશુંરે. સંતો. ૩
સદ્‌ગુરૂથી શાસ્ત્રોને જોશું, આંતર વૃત્તિ તેમાં પ્રોશું;
પરમ પવિત્ર પ્રભુ વચનોને પાળશું રે સંતો. ૪
જ્ઞાન નદીમાં ન્હાશું નિત્યે, ધર્મ રાખશું રૂડી રીતે;
સુકાનીના છેડાને સજ્જડ ઝાલશુંરે. સંતો. ૫
અજરામર સુખ લેવા માટે, ભક્તિ કરશું શીરને સાટે;
તુચ્છ સુખોની આશાઓને બાળશું રે. સંતો. ૬
શમદમ સાધન મન વશ કરશું, વૈરાગ્યે કર્મોને ઝરશું;

નંદલાલ નિરંજન નાથ નિહાળશું રે. સંતો. ૭
અધ્યવસાયો ઉત્તમ આવા, રાખી લેશો શીવ સુખ લ્હાવા;
નહિ તો જાણો માનવ જન્મ ગુમાવશું રે સંતો. ૮

## દોહરો.

જ્ઞાન દિવાકર વિશ્વનું તિમિર હણે તત્કાળ,
ઉલુક દૃષ્ટિ અંધને આવે નહિ કેદી વ્હાલ. ॥૧॥
વિદ્યમાન્ જણાય છે બહુ પ્રદેશે જ્ઞાન,
મૂર્ખ મતિ માને નહિ હોયે નહિ કદી માન ॥૨॥
તોપણ સત્ય બતાવતાં શાસન હિત જણાય,
વીર આજ્ઞા પાલન થતાં આતમ તૃપ્તિ થાય ॥૩॥

(સમવસરણ સુર વર રચેરે, પુજા ફૂલ અશેષ.—એ રાગ)
જ્ઞાન સુંદર તમે સાંભળોરે પરમાતમ ઉદ્ગાર,
નિર્મળ દૃષ્ટિ થકી.
સીમંધર પ્રભુ આગળેરે; પોંહોચ્યા સમાચાર.
વાંચો વિવેકી થકી ॥ ૧ ॥
કાગળ હુંડી પહોંચીયારે, વળી પહોંચી છે પેંઠ. વાંચો૦
મેઝરનામું મળી ગયુંરે, પહોંચી પણ પર પેંઠ. વાંચો૦ ॥૨॥
આશામી સદ્ધર નથીરે, જાણી ગયા એ નાથ. વાંચો૦
વાંચી પડતાં મુકીયાંરે, ઝાલ્યાં નહિ ફરી હાથ. વાંચો૦ ॥૩॥
પૃથ્વી પતિનિ દૃષ્ટિમાંરે, લેશ ન હોય અજાણ. વાંચો૦
શાહુકાર કે ચોરમાંરે, કેવલ જ્ઞાને ધ્યાન. વાંચો૦ ૪
તસ્કરની વૃત્તિ કદીરે, ધર્મ ઉપર નવ જાય વાંચો૦

સોમણુ સાબુથી ધુએરે, કાગડા શ્વેત ન થાય. વાંચો૦ ૫
દોષ ગ્રાહી બને સદારે, દૃષ્ટિ રાખે અંધ. વાંચો૦
પ્રાણાંતે લેશે નહિરે, ગુણ ગ્રાહીનો ગંધ. વાંચો૦ ૬
જન્મ્યા જગમાં જેટલારે, આવા તસ્કરરાજ. વાંચો૦
ધ્વંસ કરે છે ધર્મનો જેમ, તેતર ઉપર બાજ વાંચો૦ ૭
આશય દુષ્ટ બતાવીનેરે—દેખાડે છે જાત. વાંચો૦
પથ્થર પાક્યા હોતતોરે, ધોબીને ધોવા થાત. વાંચો૦ ૮
સમાનતા છે સ્વામીનેરે, નથી કાંઈ રાગને દ્વેષ. વાંચો૦
તોપણ હું કહું છું તમેરે, લીધો ઉદ્ભટ વેષ. વાંચો૦ ૯
નિશદિન કરતો સેવનારે, સીમંધર પ્રભુ પાસ. વાંચો૦
કરૂણા લાવ્યા સ્વામીજીરે, જાણ્યો મેં અભિલાષ. વાંચો૦ ૧૦
ઉન્માર્ગી આ આત્મનીરે, વૃત્તિ ઉન્નત થાય. વાંચો૦
માનવ ભવ સાફલ્યતારે, અંતર સ્વામી ચહાય. વાંચો૦ ૧૧
સેવક આવ્યો દોડતોરે, કહેવા સમાચાર. વાંચો૦
કીધાં કહું પણ કેટલાંરે, કરતા જાઓ વિચાર. વાંચો૦ ૧૨

( તમે બહુ મિત્રિરે સાહિબા મારે તો મન એક. એ રાગ. )

ક્ષણભંગુર સુખ છોડીને—ત્યાગ કર્યો રે સંસાર,
અક્ષય સુખને પામવા કરવા ભવનોરે પાર.
એવા મુનિવરો આ રહ્યા. ૧
માત પિતા સુત છોડીયાં છોડયો કુટુંબ પરિવાર,
રમણી રંભાની સારીખી ત્યાગી છે નિરધાર. એવા. ૨

લક્ષ્મી લીલાની લ્હેરમાં લાલચ નહિરે લગાર,
ઉદાસીન વૃત્તિ આદરી આવ્યા વીરને દ્વાર. એવા ૩
વિષમય વિષયોને જાણીને ત્યાગ્યા ભોગવિલાસ,
આતમ શક્તિ સ્પુરાવવા એજ ધર્યો અભિલાષ. એવા. ૪
પંચ મહાવ્રત પાલતા આપે છે ઉપદેશ,
પંચેંદ્રિયોના પાસમાં ઠગતા નહિ લવલેશ. એવા. ૫
બ્રહ્મચર્ય આ યોગીઓ પાળે છે નવવિધ,
પંચાચારને પાળતા પળાવે છે મુનીંદ્ર. એવા. ૬
પંચ સમિતિ ત્રણ ગુપ્તીના ધારક એ ગુરૂરાજ,
ચાર કષાયને જીતતાં લે છે શીવ સુખ રાજ્ય એવા. ૭
સુલભ સુખ આ સંસારનાં મળતાં અનેક વાર,
દુર્લભ ચારિત્ર વિશ્વમાં વર્તન ખાંડાની ધાર. એવા. ૮
વીર પ્રભુનારે માર્ગનું રક્ષણ કરતા હમેશ;
આજ્ઞા પાલક એ પૂર્ણ છે. ખામી નહિ લવલેશ. એવા. ૯
જ્ઞાન સુંદર તમે સાંભળો ચોથા આરાની વાત,
નંદિષેણ આર્દ્ર યોગીને લાગી કર્મની લાત..
એવા મુનિઓ પણ થઇ ગયા. ૧૦
કુંડરીકે પણ તે સમે લીધો સંયમ માર્ગ,
રાજ્ય તજીને મુનિ થયા વાંછયુ ફરીનેરે રાજ્ય. એવા. ૧૧
આર્ત્ત રૌદ્ર ધ્યાની થઇ કોપ્યા અપરંપાર,
અશુભ ભાવના ભાવતાં પહોંચ્યા નર્ક મોઝાર. એવા. ૧૨

ક્રુટ ઉત્કુટ નર્કે ગયા લાવી પૂર્ણ કષાય,
ચોથા આરામાં તે થયા લાગી કર્મની લ્હાય. એવા. ૧૩
પંચમ આરે આ મહામુનિ લાગે અમનેરે ઇષ્ટ,
દેશકાળાદિરે દેખતાં શોભે ગૌતમ સાદ્રશ્ય.
એવા મુનિવરો આ રહ્યા. ૧૪
કર્મોધિન સહુ પ્રાણી છે. ભૂલ કરે કદી કોય,
સૌ સાધુઓ નિંદાયના મર્યાદા કાંઇ હોય.
જ્ઞાન સુંદર તમને શું કહું ૧૫
( બાળપણે આપણુ સ સનેહી રમતાં નવા નવા હેતે એ રાગ )
અજ્ઞાની થઈ આ અવનીમાં આવ્યા તમે ઉલ્લુરાજ,
સાર અસાર નથી દૃષ્ટિમાં તેથી બગાડયું છે કાજ.
અજ્ઞાની જ્ઞાંન સુંદર સુણો વાણી ૧
ઘેબરચંદ નામ ધરાવી ઢુંઢક દીક્ષા લીધી,
કાતીલ કુવચન છુરી ચલાવી દીક્ષા ત્રોડી દીધી. અજ્ઞાની ૨
ઢુંઢક ત્રાસથી તૃપ્તિ ન પામ્યા આવ્યાં ઉતાવળા દોડી,
ગુરૂ વિના સ્વયંવેષ ધરીને વીર આણા મોટી ત્રોડી અ૦ ૩
સ્વેચ્છાચારી થઈ ભટકતાં આવે ન તમને લાજ,
મુનિ આભુષણો તમને ન શોભે શોભે નર્કનું રાજ્યં. અ૦ ૪
એકલ વિહારી મંદ મતિના વળી બન્યા સ્વચ્છંદી,
અસત્યના સરદાર બનીને બન્યા તમે યમ બંદી. અ૦ ૫
સંઘ જાણે છે તમારી ભવાઈ શું સંઘને સમજાવો,

જ્ઞાન સુંદર કોણે નામ જ પાડયું પહેલાં એજ બતાવો. અ૦ ૬
પિતા વિના પુત્ર કોઇ કાળે પ્રગટયા નથી વિશ્વમાંહિ,
ગુરૂવિના શિષ્ય ક્યાંથી પડયા છો એજ અમોને નવાઇ. અ૦૭
અંજનશલાકા પ્રતિષ્ઠા ભાખી અંગવિદ્યાપયન્ને,
ભોળી વ્યક્તિને ના ભરમાવો વિલોકો ચક્ષુએ બંને. અ૦૮
જ્ઞાન દિવાકર આગમોદ્ધારક પૂર્વે થયા જે આચાર્ય,
પ્રતિષ્ઠા કલ્પાદિ ગ્રંથો કર્યા છે. એ સહુ આપણે કાજ. અ૦૯
હેમચંદ્ર હરિભદ્ર સ્વામીએ બતાવી પ્રતિષ્ઠાવિધિ,
પ્રતિષ્ઠા કલ્પદ્વારા જાણી લેજો બનો નહિ મૂર્ખ નિધિ. અ૦૧૦
સાચી ક્રિયા કલ્પિત ઠરાવી, લીધો તમે શઠવેષ;
આંતર ચક્ષુથી અવલોકો, નિરવદ્ય છે ઉપદેશ. અજ્ઞાની ૧૧
દ્રવ્ય પુજા અનુમોદન કીધું, આવશ્યક સૂત્રમાંહિ;
કાઉસગ્ગ અધ્યયને જોઇ લેજો,છેએ આચારજ ત્યાંહિ. અ૦ ૧૨
માયા મમતા નથી મુનિઓને, આજ્ઞા પાલક પૂરા;
પંકે પડયા અધુરા તમ જેવા, તેતો ચારિત્રમાં શૂરા. અ૦ ૧૩
મેરૂ પર્વત ઇંદ્રો મળીને, અરધી રાત્રે કરે ભક્તિ;
જન્માભિષેક કરે જીનજીને, મેળવે આતમ શક્તિ. અ૦ ૧૪
સૂર્યાભ દવે વીર પ્રભુ આગે, નાટક પૂજા કીધી;
રાયપસેણી સુત્રમાં જોજો, તેમાં બતાવી છે વિધિ અ૦ ૧૫
સુશ્રદ્ધામય શ્રાવકો સાચા, નાચે કદી પ્રભુ આગે;
ભક્તિવડે રોશની પ્રગટાવે, તમને તે શું દુઃખ લાગે. અ૦ ૧૬

ગાદી તકિયા બીછાવે ન સાધુ, ઓઢે નહિ કદી શાલ;
શરીર રક્ષાએ કામળી રાખે, ખોટું ચઢાવો શું આળ. અ૦ ૧૭
દયા તણા મહાસાગર એતો, સર્વ પરે દયા રાખે;
ભોગ ન ભોગવે યોગી લોકો, મૃષા તમ જેવા ભાખે. અ૦ ૧૮
પહાઠ તણી રચના કરવાથી, ધર્મનો લોપ ન થાય;
ધામધુમ પ્રગટાવી પોતે, માર્ગની ઉન્નતિ ચહાય. અ૦ ૧૯
ગાય વગાડે કરે પ્રભુ સેવા, શ્રાવકનો એ આચાર;
શાસન લોપ કદી નવિ થાયે, તમને કયાં છે વિચાર. અ૦ ૨૦
ચક્રવર્તિ ભરતાદિ મહારાજે, પૂર્વે કઢાવ્યા છે સંઘ;
પ્રગટ્યા તમે આ પંચમકાળે, સંઘ કરાવવા બંધ. અ૦ ૨૧
ધના સાર્થવાહ પુર્વે પણ, સાધુઓને સાથ લાવ્યા;
મુનિઓને વહોરાવી પોતે, ઉત્તમ સમકિત પામ્યા. અ૦ ૨૨
સંઘ નીકળતાં સંઘની સાથે, સાધ્વીઓ કદી આવે.
મર્યાદા મતની નવ લોપે, વીર આણા ઉર લાવે! અ૦ ૨૩
સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા, તેનેજ સંઘ ગણાયે;
દુષ્ટા ક્ષેપો દુષ્ટજ લાવે, તે કોઇથી ન મનાયે. અ૦ ૨૪
આત્મ કલ્યાણાર્થેજ કરાવે, ક્રિયાઓ તપ આદિ;
પ્રાણાંતે મુનિ પૈસા ન રાખે, તમને પ્રગટી ઉપાધિ. અ૦ ૨૫
ગૌતમ પડઘામાં શું લખ્યું છે, તેનું તમને કયાં છે ભાન;
વારંવાર લખું શું તમને, ગુરૂ કરો આવે જ્ઞાન. અ૦ ૨૬
ઉપધાનની ક્રિયાઓ બતાવી, ગણધર આદિ મહારાજે;

મહાનિશિથમાંહિ જોઇ લેજો, અસત્ય લખવું શું છાજે. અ૦૨૭
પુનઃ પુનઃ સ્વપ્નાઓ તમને, રૂપીઆનાં કયાંથી આવે;
અસત્ય આળ મૂકો એ તમારી, મહા મુરખાઇ જણાવે. અ૦૨૮
સાનુકૂળતા પડે ત્યાં શ્રાવક, અઠ્ઠાઇ ઓચ્છવ કરતા;
મંદિરે ઉપાશ્રય ભલે હોયે ઉત્તમ કાર્ય આદરતા. અ૦ ૨૯
સાધુઓને નથી લેવા દેવા, શ્રાવકોનાં એતો સ્થાન;
શ્રાવક આજ્ઞાથી તે સ્થાને, યોગીઓ ધરતા ધ્યાન. અ૦ ૩૦
કલ્પિત ગ્રંથો નવા નીકળે તે, રચના જુદી બતાવે;
ઉત્તમ ગ્રંથો પ્રાચીન જોતાં, આળસ તમને આવે. અ૦ ૩૧
દોષ ગ્રહણ કરવાથી તમોને લાભ નહિ કદી થાશે;
આર્ત ધ્યાનમાં આયુષ્ય ખોશો, જન્મ્યાનું સાર્થક જાશે. અ૦૩૨
હજુ કહું તમે ચેતો તો સારૂં, વીર આજ્ઞા ઉર ધારો;
નહિતો આળ ચડાવતાં પૂરો, પાપનો ભરશો ભારો. અ૦ ૩૩

( રાગ ભરથરીનો. )

જગમાં જન્મ્યા જન ઘણા, ગુણવાન ગંભીરજી;
માર્ગ બતાવે મોક્ષનો, તારી લાવે છે તીરજી;
જ્ઞાન સુંદર તમે સાંભળો. ૧
ઉત્તમ પાત્ર ઉત્તમ અતિ, ધૈર્યવાનને ધીરજી;
એવા આ સમે ઉપજ્યા, વિદ્યાવાનને વીરજી. જ્ઞાન૦ ૨
સમતાવાન સાગર સમા, સત્યવક્તા નિરધારજી;
અવનીપર એવા આ સમે, આવ્યા ધર્મ આધારજી જ્ઞાન૦ ૩

જ્ઞાનામૃત વર્ષાવીને, વાંછે આતમ સુખજી;
દયા માર્ગ બતાવીને, કાપી નાંખે છે દુઃખજી. જ્ઞાન૦ ૪
જન્મ મરણ દુઃખ ટાળતા, એવા આ મુનિરાજજી;
પરમાર્થે પીંડ પોષતા. પ્રભુતા પ્રગટાવે આજજી. જ્ઞાન૦ ૫
ગુણહીણા તો લાગે નહિ, નથી ગર્વનો લેશજી;
ઉત્તમ બોધને આપતા, વિચરે દેશ વિદેશજી. જ્ઞાન૦ ૬
મત મહાવીરનો જાણે સદા, પરમતના છે જાણજી;
મુક્તિ માર્ગ બતાવતા, ટાળે તિમિર અજ્ઞાનજી જ્ઞાન૦ ૭
યોગ ધર્યો રાખે યોગ્યતા, શોભે આચાર્ય પાટજી;
છત્રીશ ગુણોએ યુક્ત છે, સેવે મુક્તિની વાટજી. જ્ઞાન૦ ૮
વીર વચન છે વ્હાલાં ઘણાં, જોયું ખોલીને ભાષ્યજી;
ગીતાર્થ ગુરૂરાજ છે, અમારી પૂરે આશજી. જ્ઞાન૦ ૯
પૂર્વાચાર્યો પ્રમાણ ઘણા, વાંચો શાસ્ત્ર મોઝારજી;
દોષ દ્રષ્ટિથી નાજુઓ, દ્રષ્ટાન્તો છે અપારજી. જ્ઞાન૦ ૧૦
ઉંચો રાખે આચારને, ક્રિયા સમકિત રૂપજી;
અંધ થઈ તમે શું પડો, ગોતી ઉંડોરે કુપજી. જ્ઞાન૦ ૧૧
શ્રદ્ધાવાન્ જે શ્રાવકો ગુરૂગુણના જાણજી;
પદવી માને છે યોગ્યની રાખીને બહુ માનજી. જ્ઞાન૦ ૧૨
પદવી અયોગ્ય કોણ છે, પ્રગટાવો એ નામજી;
પદવી આશાએ શું લખો, એમ મળશેજ ડામજી. જ્ઞાન૦ ૧૩
હૈયે હોય એવું સદા, જણાઇ આવેછે બહારજી;

કલદાર સેવો તમે સદા, એતો ભજે નવકારજી જ્ઞાન૦ ૧૪
જ્ઞાન તણા જે સાધન બધાં, સંતો રાખે છે સાથજી;
કલ્પવૃક્ષ તજી તમે, બાવળથી ભીડો બાથજી. જ્ઞાન૦ ૧૫
પ્રભુ મુર્તિઓ હોય છે, આચાર્યો મુર્તિ તેમજી;
અનાદિ ચર્ણ સ્થાપના, ચાલી આવે છે એમજી. જ્ઞાન૦ ૧૬
શ્વાન તણી પુંછડી કદી, બાંધી રાખે શિલાયજી;
ઢુંઢકનીજ વૃત્તિ રહી, સંસ્કારી નવ થાયજી. જ્ઞાન૦ ૧૭
શાસન પ્રેમી જે શ્રાવકો, ગુરૂ ભક્તિ નિમિત્તજી;
છબીઓ પ્રગટાવીને, કરતા વિવેક રીતજી. જ્ઞાન૦ ૧૮
ધર્મોન્નતિ કરવા સદા, અધર્મો અટકાવેજી;
એવા મુનિઓને મુરખા, ઝઘડામાં સરખાવેજી. જ્ઞાન૦ ૧૯
અભિમાન મમત્વમાં લેશ ના સપડાયજી;
આત્મ રમણતા આદરે, વીર વચન સહાયજી. જ્ઞાન૦ ૨૦
શીખ અમારી જો માનશો, તોતો થાશે કલ્યાણજી;
નહિતો ભવોભવ ભટકશો,લોપી શ્રીવીર આણજી. જ્ઞાન૦ ૨૧

( પરિગ્રહ મમતા પરિહરો,—એ રાગ. )

નિંદા સૂત્ર ઉકેલીયું, બગ પેઠે ધરી ધ્યાન; પાપી.
આગુષ્ય એમ ગુમાવીયું,તોય ન આવી શાન. પાપી. નિંદા. ૧
આભ પરભવ ભવોભવ, તારક એ મુનિરાજ પાપી.
દોષ લહો શું તેહમાં, નફટને નહિ લાજ. પાપી. નિંદા. ૨
નિઃસ્પૃહી નિઃસ્વાર્થી, જેણે ગ્રહ્યો જિન મર્મ; પાપી.
તેહની શું નિંદા કરો, નિંદો તમારાં કર્મ. પાપી. નિંદા. ૩
સાગર સમ ગંભીર છે, સર્વ તણા સુખકાર. પાપી.

એવા ઉત્તમ યોગીમાં લેશ ન હોયે વિકાર. પાપી. નિંદા. ૪
ભ્રમર થઇ ભગવંતના શાસ્ત્રોની લે છે સુગંધ પાપી,
અજ્ઞાનતા અવિચારથી બાંધશો કર્મના બંધ. પાપી નિંદા ૫
જીનાગમમાં આવે સદા અનુયોગ આચાર્ય પાપી,
દૃષ્ટિ શુદ્ધિ રાખતાં જાણશો એ નિરધાર પાપી. નિંદા ૬
સંવેગી સાચા સદા છે પણ સંવેગરંગ પાપી,
કરતા નહિ તે કો કદા પદવી તણા એઅંગ પાપી. નિંદા ૭
સમિતિ ગુપ્તી જાણે સદા જાણે ધર્મની રીત્ પાપી,
આજ્ઞા ધારી એતો શુરા રાખે પ્રભુપર પ્રીત પાપી. નિંદા ૮
મહાવીર માર્ગે ચાલવા બન્યા સદા મસ્તાન પાપી,
સાચા યોગ વહન કરે આત્મામાં એ ગુલતાન પાપી. નિંદા ૯
સુત્રો ભણવાની સાધુને વ્યવહારે કહી પર્યાય પાપી,
આશય એ અવલંબતાં દોષ ન લેશ જણાય પાપી. નિંદા ૧૦
સુત્ર અનુક્રમ વાંચતાં સુત્રોનું છે જ્ઞાન પાપી,
પન્યાસ પદવીથી શોભતા તમને કયાં છે ભાન પાપી. નિંદા ૧૧
આગમ વાંચના ચાલતી ઉંઘમાં સુઝે ન કાંઈ પાપી,
કક્કામાં સમજો નહિ અમને લાગે નવાઇ પાપી. નિંદા ૧૨
ભાગ પાડે નહિ ગચ્છના ન કરે ખાલી ખેંચાતાણ પાપી,
મુક્તિ માર્ગ બતાવતા તમને અતિ અજ્ઞાન પાપી. નિંદા ૧૩
સંઘે નિર્ણયતા કરી તે નથી વીરના ચોર પાપી,
સહાયક એ સદધર્મના લાગો મને તમે ચોર પાપી. નિંદા ૧૪
જ્ઞાન સુંદર હવે સમજીને પાપવૃત્તિ કરો બંધ પાપી,
શાંતિ સમતા રાખતાં પામશો ધર્મની ગંધ પાપી. નિંદા ૧૫

( પાપ સ્થાનક પહેલું કહ્યું રે હિંસા નામ દુરંત એ રાગ )
ભોળા જનો ભરમાવવા રે લઇ બેઠા અનાચાર,
જ્ઞાનીજનો સમજે બધા રે કેવા તમારા અચાર;
અભાગી સાંભળજો ધરી પ્રીત હું કહું શાસ્ત્રની રીત. અભાગી ૧
ઉત્તમ યોગીઓ આટલા રે તમને ન સારા કોય,
વિષમ દૃષ્ટિ એ આપની રે તેથી જણાતું ન હોય. અભાગી ૨
શાસન રક્ષક સંત છે રે ધર્મતણા આધાર,
અધર્મ સ્થંભ તમે થઇ રે રોપો આ અવિચાર અભાગી ૩
ધુળ નાંખે કદી સુર્યને રે ઝાંખો સુર્ય ન હોય,
પડે પોતાની આંખમાં રે આંખ સમૂળી જાય. અભાગી ૪
ખળ પુરૂષો સત્સંગથી રે સાધુવત્ બની જાય,
તમે કેવા ખળ આ સમે રે પાકયા પૃથ્વીમાંહ્ય. અભાગી ૫
માટીની ગંધ ફુલો કદી રે કરતા નહિ અંગીકાર,
દુર્જન નિંદા કે સ્તવો રે લેશ ન યોગિ વિકાર. અભાગી ૬
જ્ઞાન સુંદર તમે સાંભળો રે કોણે પાડયું તમ નામ,
સુદરનો સ લોપતાં રે ઊંદરવત્ કરો કામ અભાગી ૭
આવશ્યક નીશીથમાં રે સાચી વિધિ જણાય,
ઓઘ નિર્યુક્તિ અંગ ચૂલીયે રે તદ્વત્ વર્તન થાય. અભાગી ૮
કલ્પિત વીધિ ન આદરે રે જાણે છે સદ્ધર્મ
જ્ઞાન દૃષ્ટિ છે તેમને રે જાણે ઉત્તમ મર્મ અભાગી ૯
ભગવતીની વાચના રે સડસઠ દિનની ન હોય,
દૃષ્ટિ અંધ બની તમે રે શાસ્ત્રો ન જાણો કોય અભાગી ૧૦
છ માસના જે યોગછે રે આણા આરાધક હોય,

આગમથી એ સત્ય છે રે સંસય લાવે ન કોય અભાગી ૧૧

દ્વાદશાંગીમાંથી ઉદ્ધર્યારે નંદી પન્નવણા સૂત્ર,
તેથી ગણાએ આધનારે શું ભાખો ઉત્સુત્ર. અભાગી ૧૨

આગમોમાં છે કહ્યારે જે ઉદ્દેશને કાળ:
વિધિપૂર્વક આદરેરે ચોડો તમાચો ગાલ અભાગી ૧૩

વિસ્તારે માલૂમ પડેરે ટીકા નિર્યુક્તિ ભાષ્ય,
સંશય છેદ પછી થશેરે મેળવશો પછી રાખ. અભાગી ૧૪

સુત્રાધારે વિધિ સદારે કરતા સૌ મુનિરાજ,
આગમ વિરૂદ્ધ ન આચરેરે જાણે છે સૌ આજ. અભાગી ૧૫

ધનાદિ નવ માસમાંરે અંગ ભણ્યા અગિઆર,
આગમ વ્યવહારિ થકીરે એજ બતાવ્યું દ્વાર. અભાગી ૧૬

દૃષ્ટાન્ત એ લાગે નહિરે જીત વ્યવહાર ગણાય,
દેશકાળાદિ દેખો નહિરે તેથી સંશય થાય. અભાગી ૧૭

ચાતુર્માસ વેશ્યા ગૃહેરે રહ્યા સ્થુલિભદ્રરાય,
દશવૈકાલિક દેખતાંરે આજ્ઞા વિરાધક થાય. અભાગી ૧૮

વીણાવેલીના ખેલમાંરે ધમલો ચોગીજ થાય,
બાવા બન્યા જગ ધૂતવારે જીવિત એમજ જાય. અભાગી ૧૯

રામસનેહીના પંથમાંરે શોભો ત્યાંતો આપ,
આટલાથી પતે નહિરે બાકી છે એ છાપ. અભાગી ૨૦

ભક્તિ કરે જે સાધુનીરે એ શ્રાવકનો ધર્મ,
લાહ્ય બળેશું પેટમાંરે જાણો નહિ એ મર્મ. અભાગી ૨૧

આંબીલમાં યોગી વશેરે દહીં કદી નવ ખાય,
કાયદો ઘરનો કાઢવારે તમને ઇચ્છા જણાય. અભાગી ૨૨

દીક્ષા તમારી કોણે દીધીરે નાની મોટી જેહ,
પૂછો પછી બીજા સાધુનેરે ઉત્તર આપશે તેહ. અભાગી ૨૩
શઠપણું નહિ ચાલશેરે સાચા સંતની માંહ્ય,
પગ બળે તેતો હોલવોરે પછીજ આવજો આંહ્ય. અભાગી ૨૪
(મહેતાજીરે શું મહી મૂલ બતાવું એ રાગ એ રાગ)
શું કીધુંરે કાળું કૃત્ય તમારૂં દીલ બળતું વાંચી અમારૂં,
મુનિ નિંદારે સુત્ર ઘણુંજ નઠારૂં લાગે પણ સૌને અકારૂં;
કઈ જ્ઞાન દ્રષ્ટિએ લખતારે, ખરે શ્વાનતણી પેરે ભસતારે.
અધર્મી થઈ ફરી ઠસતારે, ડુક્કરનેરે સ્વીયભોજન પણ પ્યારૂં ૧
અધમાધમ વૃત્તિ રાખીરે, ભાષા પણ દુર્મતિ ભાખીરે.
જૈન પત્ર અધિપતિ સાખીરે વહેંચાયુંરે કાળું કૃત્ય તમારૂં ૨
મુનિઓ સદ્ગુણના દરિયારે, ભગવદ્ ભક્તિથી ભરીયારે,
જઇ વીર વચનને વરીયારે, મેળવતારે મુક્તિ પુરીનું બારૂં ૩
પન્યાસ કદી પણ પાસેરે, મહિલા સાથે નવ રાખે રે,
ઉપધાન ક્રિયાની આશેરે, તમતે તો રે સારૂં તે પણ ખારૂં. ૪
ગુર્જર ભૂમિ નથી ગાંડી રે, શું વાત બેઠા આવી માંડીરે,
મર્યાદા પણ તમે છાંડી રે, લાજોને રે લખતાં આવું ઠગારૂં. ૫
આશા પન્યાસે ત્યાગી રે, થયા વીરચરણ અનુરાગી રે,
ધુન એક પ્રભુજીમાં લાગી રે, નફ્ટ છોરે તેથી લખોજ નઠારૂં. ૬
હજુ ચેતો તો ઘણું સારૂં રે, માનો કંઇ વચન અમારૂં રે,
કંઇ થાશે શુભ તમારૂં રે, જ્ઞાનસુંદર રે ગજબ આ કૃત્ય તમારૂં. ૭

(નારાયણ નામ લેને તું પ્રાણી રે એ રાગ).
લખું શું લજ્જાહીનને વારેવારેરે,
જેને સમજણ નહિરે લગારે. લખું૦

જ્ઞાન સુંદર સાંભળો વાણી રે, તમે ધર્મ કર્યો ધુળધાણીરે.
તમ બુદ્ધિ પુરી વટલાણી લખું. ૧
દુર્ગુણના બન્યા મહોદધિ રે, તેથી વાત ગઇ બધી વધી રે,
જાણી જોઇને આબરૂ જગ્ધી લખું. ૨
કર્યો ભ્રષ્ટ વિવેકજ તમે રે, તેથી શાસન હિત ન ગમેરે
એવા પ્રગટ્યા તમે આ સમે. લખું. ૩
શ્રાવક કદી ભૂલ કરતા રે, અશુદ્ધ આહાર સાધુને ધરતારે
પાપાલ્પ વધુ નિર્જરા વરતા લખું. ૪
કદી અશુદ્ધ આહાર લેતા રે, લઈ ફળ શ્રાવકને દેતા રે
તેને આજ્ઞા આરાધક કહેતા. લખું. ૫
આધાકર્મીની વાત જે લખી રે, ઉંડા ઉતરતાં મળે સાક્ષીરે
તમે શાસ્ત્રોના છો પ્રતિપક્ષી. લખું. ૬
લખ્યો તમે મુનિને આહાર રે, કરવો એક વખત નિરધાર રે
દશ વૈકાલિક મોઝાર. લખું. ૭
આવશ્યક સૂત્ર મોઝાર રે, દશપચ્ચખાણ વિધિ તૈયાર રે
તેને પણ માનો લગાર. લખું. ૮
વળી સાધુને દવાની વિધિ રે, ભગવતીએ આજ્ઞા દીધી રે
ઉત્તરાધ્યાના હિએ નથી કીધી. લખું. ૯
વળી મુનિને નિદ્રાને સારૂ રે, તમને લાગે ઘણુંજ અકારૂંરે
ઉત્તરાધ્યાને બતાવ્યું બારૂં. લખું. ૧૦
અગ્નિ સ્પર્શ સાધુને ન થાયે રે, દશવૈકાલિક અનુસારે રે
અંતગડદશાંગ જણાવે. લખું. ૧૧
સોમિલ જુઓ ક્રોધના ભરીયારે, ગજસુકુમાલને અંગારા ધરીયારે
તોપણ મુક્તિ પુરિને તેવરીયા. લખું. ૧૨

કાચા પાણીનો સ્પર્શન કરવોરે, નહી ઉતરે પગકયાં ધરવોરે
દશાશ્રુત સ્કંધ છે એવરવો. લખું. ૧૩
ઉત્સર્ગ અપવાદ કાંઈ રે, ગમ તમને નથી સૂત્ર માંહિરે
લખો આવું તે લાગે નવાઈ. લખું. ૧૪
ગોતો જ્ઞાન કુશળ ગુરૂરાજરે, ત્યારે સરશે તમારૂં કાજરે
નહિ તો સઘળો ગુમાવશો સાજ. લખું. ૧૫

( મારી નાક તમારે હાથે હરિ સંભાળજો રે.—એ રાગ.)

જ્ઞાન સુંદર અજ્ઞાની અજ્ઞાને આ શું કહો રે,
લાહ્ય તમોને લાગી દોષ દૃષ્ટિ તેથી લહોરે. જ્ઞાનસુંદર. ૧
ઝેર તમોને રગરગ વ્યાપ્યું. ઔષધ કોઈએ કહી નવ આપ્યું,
બાલકવત થઇ બાલક દૃષ્ટિને ગ્રહો રે. જ્ઞાનસુંદર. ૨
સારા સાર ન સમજો કાંઇ. નિંદા કરવા દૃષ્ટિ જ્યાંહિ,
પ્રગટાવી અવિચારો સુખ તમે ચહો રે. જ્ઞાનસુંદર. ૩
પહેલા પહોરનો આહાર ત્યાગી, ચોથે પહોરે ન લેતા વિરાગી,
રાત્રિ ભોજન કરવાનું શું તમે કહોરે. જ્ઞાનસુંદર. ૪
અણાહાર વસ્તુની છૂટી. કારણ વશ થઈ ચાલે રૂઢી,
લાવી દૃષ્ટાન્તો ખોટાં દિલને કાં દહોરે. જ્ઞાનસુંદર. ૫
ગચ્છપતિ સંગ્રહશીલ ભાખે, અધિક ગચ્છ ઉપયોગે રાખે
વસ્ત્ર કાંબલી દેખી દીલે ના બળોરે. જ્ઞાનસુંદર. ૬
સોઐ પંચાણુ પાળે છે, સમાજ ચક્ષુથી ભાળે છે;
વીર તણા એ સાચા સંતોથી હળોરે. જ્ઞાનસુંદર. ૭
વસ્ત્રનાં કબાટ પેટી ન રાખે, અનુભવ છે એ દૃષ્ટિ સાખે,
પુસ્તક રાખે કબાટમાં તેથી બળો રે, જ્ઞાનસુંદર. ૮

જ્ઞાનતણું એ સાધન સાચું, જણાય અંતર તમને કાચું,
જાત્રી કરવા મુનિઓને જઈને મળો રે. જ્ઞાનસુંદર. ૯

( વૈદરભી વનમાં વલવલે–અંધારી રાત એ રાગ. )

બાજીગર બની આસમે, નાચો વિધ વિધરંગ,
વ્હાલાં વચન જે વીરનાં, તેનો કરો છો ભંગ. બાજીગર. ૧
પલટાવો પરિધાનને, શોભે નહિ મુનિ વેષ,
શાસન શત્રુ થયા તમે, બધો જાણે છે દેશ. બાજીગર. ૨
અમૃતને મંથન કરે, અમૃત સ્વાદ જણાય,
સારૂં કહોનેરે શું કર્યું, વીષ રૂપ ન થાય. બાજીગર. ૩
સ્વચ્છંદી દુર્બુદ્ધિના, તમવત્ કોઇ હોય,
કપટ બાજી કરો જઇ, લાભ મળશે જ તોય. બાજીગર. ૪
શાસન હિતજ ત્યાં થશે, થશે આતમહિત,
શાસન શાંતિ સદા કરે, છે આ સંતોની રીત. બાજીગર. ૫
અમુક વસ્તુ લાવો મૂકો, સાધુ કહેતા ન કાંઇ,
શાંત દૃષ્ટિએ સાંભળે, પ્રભુ પૂજા છે જ્યાંહિ. બાજીગર. ૬
શ્રાવક રાખે કદી દીવો, ઉપાશ્રયની માંહ્ય,
સાધુ કોઇ કરે નહિ, દીવાની આજ્ઞા ત્યાંય. બાજીગર ૭
માયા મમતા ન સંતને, જાણે સૌ સંસાર,
સર્વ તજ્યાં છે ખોટાં સુખો, જાણો સાર અસાર. બાજીગર. ૮
એક સ્થાને રહે નહી, લોપે નહિ વીર આણ,
દેશ વિદેશે વિચરે સદા, સહુને દીએ છે જ્ઞાન. બાજીગર. ૯
ખોટાં આળો ચડાવતાં, આવી નહિ કાંઇ લાજ,
જ્ઞાન સુંદર તમને શું લખું, બગડયું તમારૂં કાજ, બા. ૧૦

( રાગ. માઢ. )

શો કીધો કાળો કેરરે, હે મુરખના સરદાર,
વાળ્યું શું પૂર્વનું વેરરે, હે શઠ તણા સરકાર. હે મુરખ. ૧
શાસન સંતો સર્વ તમોને, લાગે છે શઠ તુલ્ય,
પણ તે સૌના તારક સાચા, ચારિત્ર પાળે અમુલ્ય. હે મુ. ૨
કર્માધીન થઈ કોઇ જ પ્રાણી, ભૂલ કરે કદી કાંઈ,
તેથી નિંદા સૌની ન હોયે, કરવી શાસન માંહિરે. હે મુ. ૩
દુષ્ટ પ્રવૃત્તિ છે જ તમારી, શાસન થાય વિરોધ,
આતમનું સારૂં નવ ઇચ્છો, દયો શું અન્યને બોધરે. ૪
પોથામાં બતાવ્યા તમે. જે જેઅનાચાર.
તેને લાયક છોજ તમે તો, માની લ્યો નિરધારરે. હે. મુ ૫.
સડેલાં જે રગ રગ હોયે, સાફ કરે શું અન્ય;
ડુબે પોતે ડુબાવે બીજાને જાણો આ સૌ મર્મરે. હે. મુ ૬.
અજ્ઞાની થઇ બોધ બીજાને. આપે જે આ વાર;
સમાજમાં સૌ તેને કહેતા. ઘાટ ઘડોજ કુંભારરે. હે. મુ ૭
ખરને પોષો ખર જે હોયે, આતો ઉત્તમ સંત;
પ્રતિજ્ઞા પાલક એ પૂરા, સદગુણો છે અનંતરે, હે. મુ ૮
બ્રાહ્મણ પાસે સાધુ કદી પણ, સિદ્ધાંત ન ભણે કોઇ.
જાણે સમજે માને છે એ, જીન આજ્ઞાથી જોઇરે. હે. મુ ૯
વ્યાખ્યાનો વાંચે વિદ્વાનો. આપે છે પ્રતિબોધ.
તત્વોની એ વાતો કરતા, શાસ્ત્રે લાવી શોધરે, હે, મુ ૧૦
સાધ્વીઓ વ્યાખ્યાન ન વાંચે, માનો સાચી વાત;
સ્વપ્નનું પણ શું તેનું તમને, આવ્યું આખી રાતરે હે. મુ ૧૧

ાધ્વીનો પરીચય નવ રાખે, ઉતમ સંત લગાર,
ાર દ્રષ્ટિથી જુઓ બીજાને, લાગોછો તમે જારરે. હે. મુ ૧૨
્યોતિષની પણ વાત તમારી, જાણી છે આ વાર,
ીમિત પણ સાધુ નવ ભાખે, માનો એ નિરધારરે હે, મુ ૧૩
ંત્ર તંત્ર કે કામણ ટુંમણ, ત્યાગી ન કરતા કાંઈ.
મેવું બળતો તમને સોંપ્યું આ દુનિયાની માંહિરે, હે. મુ ૧૪
ાક્ષ્મી લાલચની આશાઓ, મુનિઓને ન લગાર,
ાનીઓર્ડર બકવાની તમને, લાજ ન આવે લગારરે હે. મુ ૧૫
ાાસન દેવીની પાસે પણ, મોક્ષ ન ઇચ્છે કોઇ,
તણે સૌ વીરનો મારગ, પ્રાપ્તી શાથી હોયરે. હે. મુ ૧૬
લ્યાણક કેટલાં છે પ્રભુના, બતલાવો આ વાર,
ાાનો શું પાંચ કે છ સંખ્યા ? કે નહિ માનો લગારરે હે. મુ૧૭
ાાલ કાળા ધોળાં પાતરાં, કેવાની છે જોડ.
ાખે કેવા કહેવું હતું એ; ધાતુના શું હોયરે, હે. મુ ૧૮
મસત્ય મારગને ત્યાગી, આવ્યા સત્યની માંહી,
વેજયાનંદ સૂરિજી સ્વામી, આત્મારામજી આંહિરે. હે. મુ ૧૯
ોનીજ રીતે લોંકાગચ્છના, મેઘજી જે શીર્ષારાય,
ીક્ષા લીધી વીર શાશનમાં, હીરસુરિજીની પાસરે, હે, મુ ૨૦
ભગવતી સુત્રે ભાંખ્યા જે જે, વીર પ્રભુએ વચન,
એકવીસ વર્ષ સહસ્ત્ર સુધીઆ, શાસન ચાલશે ધન્યરે. હે મુ ૨૧
બા સાધુ છે વીરના કોના કહી દોને આ વાર;
નંદા કરતા તેની તમે શું દોષજ લાગે અપારરે. હે. મુ ૨૨
પંથ અસત્ય તજીને કેટલા, પામ્યા વીર શાસન,

નગુરા તમને શું શું લખું હું. જાણે છે સહુજનરે. હે. મુ ૨૩
મુનિઓની નિંદાનું પેપર, પ્રગટાવ્યું તમે બહાર,
શાસન સેવાના લાભાર્થે, ઉતર આપ્યો આ વારરે. હે. મુ ૨૪
પીડા પેટમાં તમને થાયે, આવજો મારી પાસ,
ચૂંક તમારી જાય નહિ તો, ઔષધ આપીશ ખાસરે. હે. મુ. ૨૫

( રાગ ગઝલ. )

અરે સંસારના પ્રાણી, કહી દે વાત તું તારી,
સુખો આવી વસ્યાં છે કયા, બતાવી દે અહલ બારી. ૧
કળા કૌશલ્યતામાં કયાં, જણાવો તે ખરાં સુખો;
લીલા આ લક્ષ્મીની છે જ્યાં, રહ્યાં શું ત્યાં બધા સુખો. ૨
ધરાસ્વામી થયા તો શું, મળી સ્વર્ગાંગના તો શું;
મળ્યા ભોગો થયા ભોગી, વિષય પ્રાપ્તિ થઇ તો શું. ૩
દિલો આધિન થાનારાં, જણાયે આજ સૃષ્ટિમાં;
પડયા છે પંકમાં એતો, કચિવત્ આવે દૃષ્ટિમાં. ૪
સદા સંસારની માયા, કરાવે પૂર્ણભ્રાંન્તિને;
વિનાશી વસ્તુ એ એવી, બતાવે છે અશાંતિને. ૫
ગયા ગૌતમ સરીખા જો, હતા જ્ઞાનોદધિ તેજો.
ગયા પૃથ્વીપતિ તે જો, જમાનો આજ પણ આજો. ૬
ઋણાનુબંધ કે આ શું, ભર્યું આ તત્વ ભુમિમા;
હશે શું નીર મૃગજળનું; ન આવે કાંઇ ઉર્મિમાં. ૭
તથાપિ શાસ્ત્રમાં દૃષ્ટિ, લગાવી યોગીઓ જોતા;
સ્ફુરાવી આત્મશક્તિને, પ્રભુ સાથે હૃદય પ્રોતા. ૮
ફરે આવા ફીરસ્તાઓ, પ્રભુના પ્રેમમાં પૂરા;

ન રાખે લેશ પણ પરવા, સદા સન્માર્ગમાં શૂરા. ૯
કરે કલ્યાણ સૌનું એ, બતાવી મોક્ષની રીતિ;
સુખો એ સર્વને દેતા, જણાવી શાસ્ત્રની નીતિ. ૧૦
પ્રભુ મહાવીરના માર્ગે બતાવી બહુ ગુરૂ સેવા
ખરા તારક ગણી પોતે બતાવી મોક્ષને લેવા ॥ ૧૧ ॥
અમારા સંયમી આવા સદા પંચમહાવ્રતો પાળે.
જગત્ સુખ લેશના ચાહે, પ્રભુ આજ્ઞા મહિ ચાલો ॥ ૧૨ ॥
શરીરે કષ્ટને વેઠી, વિદેશે વિચરે છે એ;
જીવોનું રૂડું કરવાને સદા સંતો ફરે છે તે ॥ ૧૩ ॥
નથી લોભી નથી રાગી, બન્યા નિઃસ્વાર્થી નિરાગી;
તજી આશા તજી લક્ષ્મી, ખરે તૃષ્ણા બધી ત્યાગી ॥૧૪॥
સદાએ શાંતિને રાખે, સદા એ શાંતિને આપે;
અહોનિશ બોધ આપીને અમારાં કષ્ટ સૌ કાપે ॥ ૧૫ ॥
લગાવી આત્મમાં વૃત્તિ અલખ ધુનો જગાવેએ
સમાધિ સારી સાધીને પ્રભુ પ્રીતિ બતાવેએ ॥ ૧૬ ॥
પ્રભુને આત્મમાં શોધે કરી સમાન વૃત્તિને
વિચારો શુભ રાખીને. લહે છે પૂર્ણ તૃપ્તિને ॥ ૧૭ ॥
અનિર્વચનીય સુખોની સદા ઇચ્છા ધરે યોગી
જગતની લેશ પણ પરવા પછી કયાંથી કરે જોગી ॥૧૮॥
અહંતા મમતા છોડી વિનાશી પ્રીતિ પણ ત્રોડી
નિરાગીથી વૃત્તિ જોડી, મળે જ્યાં મોક્ષની હોડી ॥ ૧૯ ॥
અરે આ ભર્ત ભુમિમાં, વસે આવા મહાત્માઓ
પરાર્થ જીવનો ગાળી તરાવે અન્ય આત્માઓ ॥ ૨૦ ॥

ચઢાવું સંત એવાની ચરણુ રજ હું સદા શિરે
ગુરૂ ભક્તિ બતાવી છે. બહુ શાસ્ત્રો મહિ વીરે ॥ ૨૧ ॥
અરે આવા મહાત્માની, કરે નિંદા પૂરા પાપી;
અરે પાખંડમાં પૂરા, લહે છે નર્ક એ પાપી ॥ ૨૨ ॥
ગુણો દૃષ્ટિ નહિ રાખી વિચારો દુષ્ટ એ ભાખે.
બતાવે શૌર્યતા એવી, પછી કિંપાકને ચાખે. ॥ ૨૩ ॥
નરાધમનાં ખરાં નામો, જણાશે આજ દૃષ્ટિમાં;
વિષમતા આદરી બેઠા, જુઓને આજ સૃષ્ટિમાં ॥ ૨૪ ॥
વીરોના પુત્ર થાવાને, નથી જ્યાં યોગ્યતા લીધી
તથાપિ બોધ શું દેતા મહા મૂર્ખો તણા નીધિ ॥ ૨૫ ॥

(હરિ ભજતાં હજુ કોઇની લાજ જાતાં નથી જાણીરે-એ રાગ.)

સંઘ સેવા તણી અભિલાષ, ચાહે સહુ ચિત્તમાં,
શાસન હિત કયારે જણાય· આવે કયારે જીતમાં. ૧
પ્રભુ માર્ગ બતાવે અનેક ઉદય સમાજનો,
સ્વચ્છંદીને નહિ સમજાય, જમાનો એ આજનો. ૨
કર્તવ્ય તણોજ વિચાર હિલે તો આવે નહિ,
મિથ્યાભિમાની થઇ જાય, શાસન હિત ત્યાં નહિ. ૩
શ્રદ્ધા ધર્મ તણી નહિ લેશ, અધર્મી થઇ ફરે,
બી. એ એમ. એ. સુધી ધાર્યો વેશ, શાસન શુભ શું કરે ૪
બાલ્યાવસ્થાથી સંસ્કાર અશુભ પડી ગયા,
નાસ્તિકોનો મળ્યો જ્યાં સંગ, પછી ધર્મો કયાં રહ્યા. ૫
વાડા વાડાનાં વાંદરા આજ, કેકારવ કરે ઘણો,
વીર આજ્ઞા લોપીનેરે આજ. સમાજ સેવક બનો. ૬

બતાવે એવી ખોટી દલીલ, ફસાવવા સર્વને,
ખાડો ખોદે છે પડવા માટ, ફૂદે લાવી ગર્વને. ૭
કદી શાસ્ત્રો ન જોયાં કોય, છતાં ડહાપણ ડાયલા,
પોઝિશનમાં બહુ મરી જાય, લાગે ઘણા વાયઠા. ૮
ધર્મ બાજુએ મુકે આવાર શાસન સેવા કયાં રહી,
ખાલી રાખે બહુ અભિમાન બુદ્ધિતો ચાલી ગઇ. ૯
પોષવા એક પોતાનું પેટ, પીડે, બહુ પ્રાણીઓ,
આવે ઉદય અશુભ કર્મ વેઠે પછી હાનીઓ, ૧૦
એવા સ્વાર્થી હોયે જે જન, ધર્મ સેવા શું કરે,
માને સાચા નાસ્તિક વચન પ્રભુથી એ ના ડરે. ૧૧
જૈન પત્ર અધિપતિરાજ, હવે તમે સાંભળો;
શાસનહિત ચાહવા કાજ, લખુ દિલમાં ગળો. ૧૨
કયા કારણે કાઢયું છે પત્ર, બતાવોને આ સમે,
જૈન પત્ર તણો શું અર્થ, આપદિલે શું રમે. ૧૩
સંઘ સેવા કરવા કાજ, જાણો એજ પત્ર છે,
શાસન હિતનો શણગાર તમારૂં એ પત્ર છે. ૧૪
ફરજોનું ભુલો છો ભાન, અહા એતો કયાં રહી,
પહેર્યાં સ્વાર્થ તણા પરિધાન. નિઃસ્વાર્થતા કયાં ગઈ ૧૫
તમારા જે જે અનાચાર જણાવું હું સર્વને,
દીર્ઘ દ્રષ્ટિથી કરજો વિચાર તજી તમે ગર્વને ૧૬
નાસ્તિકો તણા જે જે લેખ, લખો તમે પત્રમાં,
આસ્તિકો તણા જે જે લેખ જણાય ન પત્રમાં. ૧૭
જીન ધર્મ ઉત્થાપકજન બહેચરભાઇને ગણ્યા,
સંઘ બહાર થયા કરી કર્મ, અધર્મી પૂરા બન્યા. ૧૮

એવા પક્ષને પોષવા કાજ, પરમાનંદજી મળ્યા,
લીધો તેમનો અશુભ લેખ; કર્તવ્ય ભુલી ગયા ૧૯
એવા લેખનો દેવા જવાબ. હિતેચ્છુ ઉભા થયા,
અરે ડભોઇ મંડળ લેખ, તમે તો ગળી ગયા. ૨૦
ધર્મ ઉન્નતિ અભિલાષ ધરી ચિત્તમાં અરે
માસિકમાં પ્રગટાવ્યો લેખ કુંવરજીભાઇએ ॥ ૨૧ ॥
અંગત ચર્ચાવાળા જે જે લેખ તમે તો લહો નહિ
બંસીલાલનો છાપ્યો લેખ આગ્રહ ત્યાં રહયો નહિ ॥૨૨॥
આશય કેવો અનર્થ ગણાય લાવો જરા દૃષ્ટિમાં
પક્ષપાતી થઈ કરો કર્મ જણાએ છે સૃષ્ટિમાં ॥ ૨૩ ॥
હેન્ડબીલો હોયે જે અયોગ્ય વહેંચો વહંચાવો તમે
જ્ઞાન સુંદરનું કાળું કૃત્ય વહેંચ્યું એ પણ તમે ॥ ૨૪ ॥
શાસન છેદવાનું શસ્ત્ર ભાષાદ્વારા વાપર્યું
તેને પુષ્ટિ આપ્યાનું કૃત્ય તમારૂં પૂરૂં થયું ॥ ૨૫ ॥
સાધુ સાધ્વી નિંદા અપાર કરી જેણે આ ઘડી
તેને પોષવા થયા તૈયાર બુદ્ધિ તો ચાલી ગઇ ॥ ૨૬ ॥
જૈનેતર વ્યકિત જે હોય કાઢે જૈન પત્રને
તેપણ ધર્મદ્રોહી નવ થાય નિંદાવે ન પત્રને ॥ ૨૭ ॥
તમે જૈન થઇ આવું કર્મ કરોકદી સ્વાર્થથી
તેથી ધર્મનો થાશે લોપ શાસન હિત ત્યાં નથી ॥ ૨૮ ॥
ધર્મ વંઠેલ જીવોનો પક્ષ કદી તમે રાખશો
અંતે પામશો પૂરણ દુઃખ કડુફળ ચાખશો ॥ ૨૯ ॥
આંતર દૃષ્ટિથી કરજો વિચાર સ્વપર હિતતો થશે
ધર્મશત્રુનો છોઢશો સંગ પત્રોન્નતિતો થશે ॥ ૩૦ ॥

( રાગ સિંહાનો કનરો )

જૈન અધિપતિ જન્મી ધર્મતણો ધ્વંશ કેમ કરો છો.
સારા સાર ન સમજે કાંઇ અંધ થઈ ખાલી ગર્વ ધરો છો. ૧

જ્ઞાન તણું નહિ ભાનજ તમને અજ્ઞાને આથડીશું મરોછો,
વીર વચન પર વિપરિત દૃષ્ટિ શાસન ઉન્નતિ કેમ ચહોછો. ૨

ભામાશાહની ભેટ કરીને જૈન સમાજને શું છેતરો છો,
આશય દુષ્ટ બતાવી જનને પાપવૃત્તિથી પેટ ભરો છો. ૩

દેવતણુ ધન સામાજીકમાં વાપરવાની પુષ્ટિ કરોછો,
મૂર્ખ શિરોમણી શઠ વેષ ધારી મંડલાચાર્યના મતમાં મરોછો ૪

લાહ્ય લગાડી ધર્મમા જેણે ગુણહીનાના ઘરમાં ગરો છો,
સદ્‌ગુરૂઓ તારકને છોડી અધમા ધર્મની કીર્તિ કરો છો. ૫

ધનહારા દુર્લભતા દેખી મુનિ થયેલામાં મોહી પડો છો,
વૈરાગીમાં વૈરની દૃષ્ટિ પાપી મુદ્રાનું પાન કરો છો. ૬
ફરજ તમારી ભુલી જઇને સ્વચ્છંદી થઇ શાંતિ હરો છો,
શાસન સેવા અલગજ મૂકી મુનિનિંદા કરવામાં ફરો છો. ૭

રાષ્ટ્રીય કેળવણીમાં મૂકે મૂર્તિતણા મંદીરોનેજે,
ઉપાશ્રય જે ધર્મ સાધનના વ્યવહારૂ સ્થાનમાંહિ ધરેતે. ૮
પત્રની ભેટમાં તેવાની મુદ્રા સ્થાપિત કરીશું સુખ ચહોછો,
ઉન્માર્ગી આત્માને પોષી સન્મારગથી દૂર ખસો છો. ૯

સુંદર ભેટની પ્રસ્તાવનાને સંઘની જોવા વિનતિ કરૂં છું,
જૈન અધિપતિના કૃત્યોને ધર્મ તણા ધ્વંસમાંહિ ધરૂછું. ૧૦
વિલોકી આંતર ચક્ષુથી જોતાં હિતાહિત જણાશે,
દિવાના વિચારો જે જે દેવચંદ ભાઇના દિલમાં મનાશે. ૧૧